આ [illegible] ધર્મશાળા બંધાવવાના
અર્થમાં વપરાશે.

# જીવન બાર માસ

તથા Reg. No.

# પદો. 110.

કર્તા—જીવન રામજી જાની.

ઠે—નવરોજજીની ચાલ રૂમ નંબર ૮,
ઘાટકોપર Ghatkopar.

સં. ૧૯૭૮ ઇ. સ. ૧૯૨૧.

પ્રત ૧૦૦૦ ] કીંમત અમુલ્ય.

157

दोहा.

सदा धर्म करते रहो, जबलग घटमें प्राण।
धर्म शास्त्रमें दशलिखे, ऊसके खास निशान॥ १॥

જીવન મંત્ર---દોહરો.

આદર મળો કે ના મળો અમને કશી પરવા નથી,
ત્યમ ફલ મળો કે ના મળો તે જાણવા ઇચ્છા નથી;
કર્त्तવ્ય કરવા જન્મ આ દિનરાત તેમાં રત રહી,
રૂણ મુક્ત થાવા વિશ્વથીકી કર્त्तવ્ય કરવું છે સહી.૧

---

## જીવન બાર માસ.

રાગ-દોઢીયા મહિનાનો.

કારતકે કર સદગુરૂની સેવાને પુરણ લાવી પ્રીત,
આણી ઉલટ ઉર લે પરમાણી નિર્ગુણ બ્રહ્મને નિત્ય;
નિર્ગુણ બ્રહ્મસો નિત્ય તે જાણો વિજ્ઞાનરૂપ ગુરૂદેવ વખાણો;
આનંદ લાભ તો અધિકો લેવા કારતકે કર સદગુરૂની
સેવા-પુરણ લાવી પ્રીત. ૧

---

માગશરે માંડ મનુષ્યા દેહ પામ્યો,આથડો કલ્પઅપાર;
અનેક વાર ફેરા બહુ ફરીયો ગણતા ન આવે પાર.
ગણતા ન આવે પાર શું કીધું, સાત સમુદ્ર સમ
પય પાન પીધું;
વિષય તૃષ્ણા તું તો યનવ વામ્યો, માગશરે માંડ
મનુષ્યા દેહ પામ્યો.
આથડો કલ્પ અપાર ૨

---

પોષે પરવરતીએ પરવશ કીધો ને વિસર્યો જ્ઞાન વિવેક,
નારીએ નેણાંને બાણે લઇ બાંધ્યો આળપંપાળી અનેક;
આળ પંપાળી અનેકમાં ડુલ્યો ધનધામ સુતજોઇને ફુલ્યો,
સમરસ તો તેં સ્વપ્ને ન પીધો પોષે પ્રવર્ત્તિએ પરવશ કીધો.
વિસર્યો જ્ઞાન વિવેક. ૩

---

મહા મહિને મન મોહ ધરીને મલપતો ચાલે મૂઢ,
મોટમનો શીર માટે બીરાજે લાલચમાં અવરૂઢ;
લાલચમાં અવરૂઢ તે જાણો લવસુખ માટે પુરમાં લુટાણો,
કામાદિ નવ જાણ્યા અરિને મહા મહિને મન મોહ ધરીને-
મલપતો ચાલે મૂઢ. ૪

---

ફાગણે જાણ ફુલ્યું કરમાશે ક્ષણભંગુર તારો દેહ,
વસમી વેળાએ સઉ વેગળું રહેશે મળતાનો મેળો જેહ;
મળતાનો મેળો જેહ અંતે જાશે ભભુત ફમી કે વીટ
અંતે થાશે,
ત્યાં તેમ થઇ અલપાશે ફાગણે જાણ ફુલ્યું કરમાશે.
ક્ષણભંગુર તારો દેહ. ૫

---

ચઇતર મહીને ચતુરાઇ ચુકયો ને લાગી માયા કેરી લેર,
પાવસ જલમાં ડુબી ગયો ને ન જાણી પ્રેમની પેર;
નજાણી પ્રેમની પેર ન ભાસે મૃગજળપીતાં તૃષ્ણા ન ત્રાસે,
દુર જાવું ને મુળથી થાકયો ચઇતર મહીને ચતુરાઇ ચુકયો.
લાગી માયા કેરી લેર. ૬

---

વૈશાક મહિને તું જોને વિચારી વિલસીત મીથ્યા
વીલાસ,
કહેવા માત્ર આયુષ માહે સ્વન્પે સરવશ નાશ;
સ્વન્પે સરવશ નાશ ન સાચુ દ્રષ્ટને શ્રુતતે સર્વે કાચુ,
અનુભવ વિના પીડ અપારી વૈશાક મહીને તું
જોને વીચારી.
વિલસીત મીથ્યા વીલાસ ૭

---

જેષ્ટ મહિને તેં તો જુગતિ ન જાણી લક્ષ ન લાધ્યો લેશ,
મરકટ મુષ્ટીમાં વસ્તુ ન લાધી ને પામ્યો બંધન ક્લેશ:
પામ્યો બંધન કલેશ નહી વાણી કડી કાઢવાની
કલ ન જાણી.
પરવશ દુખની દીઠી એંધાણી જેષ્ટ મહિને તેં તો
જુગતિ ન જાણી. લક્ષ ન લાધ્યો લેશ ૮

---

અષાડે થાયે આનંદએલી સંત સદા સુખધામ,
સાચે ભાવે કરી શેવ નીરંતર નિશ્ચે કરે નીષ્કામ;
નિશ્ચે કરે નીષ્કામ મલગલે પારસ પરસે લોહ રૂંપટલે,
પુન્યપાલ હોય જો આ ભવ પેલી અષાડે થાયે આનંદ
હેલી. સંત સદા સુખધામ. ૯

---

શ્રાવણે શોધ કરે થાય શાન્તી વેદાંતે શુદ્ધ વિવેક,
આપ પીગલતાં અન્ય ન ભાસે આદ્ય અદ્વૈત હું એક;
આદ્ય અદ્વૈત હું એક પ્રકાશે દ્વૈત પટંતરે ભ્રમના નાસે,
કૈવલ્ય પદની ભાસે ત્યાં કાન્તી શ્રાવણે શોધ કરે થાય.
શાન્તી વેદાંતે શુદ્ધ વિવેક. ૧૦

---

ભાદરવે ભીન્ન ભ્રમના ભાંગીને પ્રગટયો આનંદ બોધ,
બ્રહ્માકાર થયું છે સરાચર આત્મસુખ અમોઘ;
આત્મસુખ અમોઘ જ્યાં વાધ્યો સોહંબ્રહ્મ શબ્દત્યાં સાધ્યો,
અનહદ તાન ધુન ત્યાં લાગી ભાદરવે ભીન્ન ભ્રમણાભાંગી.
પ્રગટયો આનંદ બોધ. ૧૧

---

આસોએ સુખ અખીલ મળીને નીજાનંદ નીરવાણ,
જીવન મુક્ત દીસે જગતમાં પહોંચ્યો પરાપર જાણ;
પ્હોંચ્યો પરાપર જાણ શું થયું નામને રૂપ કાંઈ
કહેવા ન રહ્યું,
જીવન જલ નદી સીંધુમાં ભળી આસોએ સુખ અખીલ
મળી—નીજાનંદ નીરવાણ. ૧૨.

---

અધિક આશ પુરણ અંતરની સમજી મહા સુખ થાય,
જ્ઞાતિ અવદીચ્ય ને ધામ બગડાણે વિપ્ર જીવન ગુણ ગાય;
વિપ્ર જીવન ગુણ ગાય ગણીસે સૈકા કહિએ સંવત
ઓગણીસે,
છોતેર વદી બીજ ચૈતરની અધિક આશ પુરી અંતરની.
સમજી મહાસુખ થાય. ૧૩

ઈતી બાર માસ સમાપ્ત.

# જીવન પંખી.

## પદ ૧.

જનુની જીવોરે ગોપીચંદની (એ રાગ.)

પંખીરે અમે પરલોકના ઉડી જાવું અજાણજી
પળમાં પહોંચીને પરલોકમાં પંખીને શાં પ્રયાણજી,
પંખી—૧

પડયાંરે અમે મોહપાશમાં ઇચ્છાએ ન ઉડાયજી,
પાંખો બંધાઇ જતાં પછી કેમ કરીને કુદાયજી—પંખી ૨
હોશે તરૂપર હીંચતાં કરતાં વળી કીલકીલાટજી,
જંગલનું સુખ ઉડી જતાં આઠે પહોર ઉચાટજી-પંખી ૩
પકડી જાશે કાળ પારધી દેશે કરમના દંડજી,
નરક વિષે વળી નાખશે પીડા આપવા પંડજી—પંખી ૪
ભણકારા લાગે છે ભય તણા ઉડવાની ન આશજી,
જીવન જપે જુગદીશને પળમાં તોડે ભવપાશજી-પંખી ૫

---

## જીવન મુસાફર.

પદ ૨

અમેરે મુસાફર એકલાં જાવું એકલાં જરૂરજી,
પંથ જડે નહી પાધરો દિસે જવાનું દુરજી. અમેરે ૧
ઘરરે રહ્યું અહિંથી દુર ઘણું નહિ નજર નખાયજી,
પાલક પણ પરલોકમાં જોતાં તે ન જણાયજી. અમેરે. ૨
મળશે મુસાફરી મારગે ઝાઝા વિષયના ઝુંડજી.
પાંચ વિકારના પર્વતો ક્રોધરૂપી ઉના કુંડજી. અમેરે. ૩
ભેળા લીધા નથી ભોમીયા સગાં કેરો ન સાથજી,
અમેરે આવી પડયાં એકલાં હરિ ભોમીયા હાથજી.અ. ૪
અમેરે અનાદિનાં એકલાં વસિએ એકલાં વાસજી,
આવ્યાં એકલાં જાવુ એકલાં એમાં શાના ઉદાસજી.
અમેરે. ૫

હરિનું બ્હાનું લઇને હાથમાં ભક્તિરસમાં ભીંજાયજી,
પરવાનો પકડીને પુણ્યનો ગુણ હરિતણા ગાયજી. અ. ૬
પહોંચશું પછી પરલોકમાં ભોગનો તજી-ભાવજી,
જીવન રીઝવી જુગદીશને લેશું અવિચલ લાવજી. અ. ૭

---

## જીવન ઉદાસી.

### પદ ૩.

અમેરે ઉદાસી આ લોકથી વશીએ અમે વનવાસજી,
મન ન ડગાવીએ મોહથી આઠે પહોર ઉદાસજી-અમેરે ૧
લગની લાગીરે પરલોકની ઝંખના થાય ઝાઝીજી,
અમેરે ઉદાસી અતિઘણાં રજની દીવસ ન રાજીજી
અમેરે. ૨

રાજી થઇએ કેવી રીતથી દેખીએ નહી દેશીજી,
પંચ વિકાર પુંઠે પડયા દેહ પાછળ દ્વેશીજી-અમેરે ૩

માયા ન કરીએ આ મુલકની સમજી માયા ન સાચીજી,
જાળવીએ નહી જતનથી કાયા જાણીને કાચીજી અ. ૪

લુખી માયા શી લગાડવી માયા સંકટ મનાયજી,
કાયા પડી જાશે કારમી જોતાં હંસ ઉડી જાયજી અ. ૫

ઓળખીએ ધણી એકને લગની એકથી લાગીજી,
જીવન જગદીશને જાણજે મુક્તિ આપશે માગીજી. અ. ૬

દોહરો.

આ તો દેહ અનિત્ય છે, નિત્ય નાથનું નામ;
પ્રેમે જે જન અનુભવે, તેને જીવન કરે પ્રણામ.

કાઠિયાવાડ ઇલાકામાં બગડાણા મહુવાબંદરથી ઉત્તરમાં વીશ મૈલ દુર છે. જેની પાડોસમાં પહાડો તથા ચોર લુંટારાઓની વસ્તી છે. કોઇપણ જાત્રાળુ કે મુસાફર પાલીતાણાથી મહુવે જાય કે કુંડલેથી તલાજે જાય તો સદરહુ ગામે રાત્રીવાસો રહેવું પડે. પણ ગામમાં રહેવાની કોઇપણ પ્રકારની સગવડ નહી હોવાની મેં નજરે જોઇ. તે ગામમાં ધરમશાળા થાય તો સારૂં એવો સંકલ્પ ધાર્યો છે. પાર પડવો પરમાત્મા આધિન છે.

એવું ધારી આ લઘુ પુસ્તક આપની સેવામાં મુકું છઉં. તેની કીમતપર લક્ષ નહી આપતાં યથા શક્તી આ પેટીની અંદર નાંખશો. તે એક ઘણું દાન ને સહસ્ર ઘણું પુન્ય છે.

આ પેટીમાં પાંચથી વધુ રૂપીયા નાખનારને જુદી પહોંચ આપવામાં આવશે. ને એવા દાનેશ્વર સ્ત્રી પુરૂષોના આ ધર્મશાળામાં અનુક્રમે આરસપર સોનેરી અક્ષરે અમર લેખ લખી મુકવામાં આવશે.

કોઇ દાનવીર પૂરૂષ સદરહુ ધર્મશાળાની અંદરનો કોઇ પણ ભાગ જેવા કે ઓરડા ઓરડી વીગેરે એકાદ કે વધુ ભાગ બંધાવી આપશે તેને તે જગ્યાપર તેમના અમર નામનો શીલાલેખ મુકવા દેવામાં આવશે. એજ વિનંતિ. લા. જીવન રામજી જાની.



